મણીઆર વાર્તાસીરીઝ પુષ્પ ૨ જું.

# બહુરૂપી બેરીસ્ટર

યાને

# સુધરેલો શયતાન.




પ્રકાશક એમ. એમ. મનીઆર.

કાળુપુર હીંકવાચોકી—અમદાવાદ.

કિંમત ૦—૨—૦

૨૬ મહ્ત [?] મંગાવવા વાંચો પાછળ.

# દુઃખિયાને દુઃખની શી પરવા ?

ગઝલ.

ધરી છે જીંદગી ખોળે, ન આપો તો નથી પરવા !
મળી છે આફતો ટોળે, ન કાપો તો નથી પરવા !
ગણ્યા આધાર આશાના, મળ્યા ભાલા નિરાશાના ;
બને આવાં ધરી બ્હાનાં, ઉથાપો તો પરવા .
કરે જે સત્યનો દાવો, મરી તે પાળતાં કોલો ;
દીધેલાં બાપનાં બોલો, ન પાળો તો નથી પરવા .
સહી મુશ્કિલ મુસીબતને, હઠાવી દિલની હિંમતને ;
કદિ મહોબતની કિંમતને, ન માપો તો નથી પરવા .
ઉમર સાથે જડી સાંધો, વિસાર્યા સ્નેહ સંબંધો ;
જડેલા લોહનો બાંધો, ન કાપો તો ાથી પરવા .
ઉખેડી મૂળથી પાયા, ડગાવી મહેલની કાયા ;
કૃપાની શિર ઉપર છાયા, ન સ્થાપો તો નથી પરવા .
કરેલી સાધના પૂરી, ગજબની ગર્જના છુટી !
હૃદય સર્વસ્વને લૂંટી, સતાવો તો નથી પરવા .
ઘડી તે છો ઘડે પૂરી, ગતિ એથી અધિક બૂરી ;
બળી પેઠા પછી ઓઝા, ન તાપો તો નથી પરવા .
સહું તેનાં સ્મરણથી શું ? મરેલાને મરણથી શું ?
વહું તે વિસ્મરણથી શું ? ન છાપો તો નથી પરવા !

(વસંત)

મણીઆર વાર્તાસીરીઝ પુષ્પ ૨ જું.

# બહુરૂપી બેરીસ્ટર

યાને

# સુધરેલો શયતાન.

લેખક

ગિરધરલાલ ભાણજી ઠક્કુર
ધનાસુતારની પોળ અમદાવાદ.

પ્રકાશક,

એમ. એમ. મનીઆર.

કાળુપુર ઢીંકવાચોકી—અમદાવાદ.

આવૃતિ ૧ લી          પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬          સને ૧૯૨૦

અમદાવાદ:

જમાલપુર રોડ ઉપર "નટવર" પ્રીન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ ખોડીવાળાએ છાપ્યું.

કિંમત ૦—૩—૦

# લેખકના બે બોલ.

ગયા બે માસમાં સેવક તરફથી પાંચ લાખનું પોલકુ અને સોળ લાખની સાડી નામની બે બૂકો જે રજુ થઇ હતી તેવીજ રીતે બહુરૂપી બેરીસ્ટર અને સુધરેલો શયતાન નામની આ ત્રીજી બુક સાદર થાય છે તો આશા છે કે આગળની બે બુકો જેવીજ આ બુકને આશ્રય મળશે.

વિદેશી કેળવણી લઇ તેનો દુરૂપયોગ કરનારાની ખોટ નથી અને તેમાંનુંજ આ બુકનું એક પાત્ર છે કે માત્ર ક્ષુદ્ર જીવનના સુખને ખાતર કેટલી બાળાઓનો ભવ બગાડી પોતાની એ ઉચ્ચ કેળવણી દીપાવે છે (!) તેનો આ એક સચોટ દાખલો છે. આપણા દેશનો ઉધાર ત્યારેજ થશે કે જ્યારે આપણા યુવકો માતૃ ભૂમિની પૂર્ણ કેળવણી લઇ માતૃભૂમિના બાળકોનીજ સેવામાં પોતાનુ સર્વસ્વ અર્પણ કરશે.

આ બુકને ખાસ પોતે છપાવી અને પડતર કિંમતે અને ભેટ મળે તેવી ગોઠવણ કરવા માટે ભાઇ એમ. એમ. મનીયારનો હૃદય પૂર્વક આભાર માનુંછું. અને લખાતી વખતે વખતો વખત સૂચના કરનાર સ્નેહીઓ પુરૂશોતમદાસ શંકરલાલ ગાંધી અને પંડિત કૈલાસનાથ મિશ્રનો પણ આભાર માનું છું.

વાંચક બન્ધુ હંસવૃત્ત રાખી ભૂલ ચુક ક્ષમા કરશો.

અમદાવાદ
સંવત ૧૯૭૬ અધિક
શ્રાવણ શુકલ અષ્ટમી.

લી. હું છું :સેવક,

ગિરધરલાલ ભાણજી ઠક્કર

# અર્પણપત્રિકા.

પ્રિય સુજ્ઞ ભ્રાતા,

મગનલાલ નાથાભાઇ પંચાલ

તથા

પુરૂશોતમદાસ શંકરલાલ ગાંધી;

આપ બન્ને બન્ધુઓએ જે નિસ્વાર્થ પ્રેમ આ સેવકપર બતાવ્યો છે ત્હેનું રૂણ કંઇ આવી બુકથી તો વસુલ નજ થઇ શકે. પણ એ પ્રેમની નિશાની તરીકે જ આ ન્હાનકડી બુક આપને સમર્પણ કરૂંછું તે સ્વીકારી આભારી કરશોજી.

લી. હું છું સેવક

ગિરધરલાલ બી. ઠક્કુર.

# સત્યમેવ જયતે.

રીચીરોડપર આવતાં મહેરબાની કરી આ તરફ જરા નજર નાંખશોજી. કારણકે બાબત ત્હમારા લાભનીજ છે. જો તમારે ઉત્તમ દામ ખરચી સરસ કામ લેવું હોય તો પંચાળ જોઈતારામ નાથાભાઇની જુની અને જાણીતી દુકાનનું બોર્ડ વાંચી પધારશો. કારણકે અહીં ચાંદી અને સોનાના તમામ દાગીના મનપસંદ તૈયાર હોય છે અને ઓર્ડરથી ઉત્તમ–કુશળ કારીગરોને હાથે બનાવી અપાય છે. છેવટે અમારી જો સલાહ માનતા હો તો સુખે સોની અને દુઃખે રામ. પણ આ કામ તો તેથી જૂદું છે. કારણકે ત્હમારા શુખમાં બનાવેલા અમારી દુકાનના દાગીના દુઃખમાં પણ સહાયતા આપે છે. કેમકે તેને જ્યારે ત્હમે વેચવા ક્હાડશો ત્યારે તમોને માત્ર–મજુરી કાપી ભાવ પ્રમાણે પૂરતા નાણા આપવાની ગેરન્ટી આપીએ છીએ. માટે એક વખત અમારી દુકાનમાં બનતા દાગીના જેવા કે:—કડાં, કંદોરા, વીંટીઓ, એરીંગો સુંદર બંગડીઓ; ઉત્તમ કારીગરીની ડીસો દેવ સેવાના દાગીના તથા બચ્ચાંનાં રમકડાં જોવા ચૂકશો નહિ.

**જોઇતારામ નાથાભાઇ પંચાલ**

**રીચીરોડ, રતનપોળને નાકે. અમદાવાદ**

# બહુરૂપી બેરીસ્ટર

યાને

# સુધરેલો શયતાન!



( ૧ )

" નાથ, વિનુને આજે પાંચમું વર્ષ બેઠું પણ ત્હમારી આંખ ઉઘડે છે? નાતજાતમાં વાતો થાય છે કે પુરાણી પુત્રનું વેવિશાળ કરવા તો બે મહિનાનો હતો ત્યાં ઉતાવળા થયા હતા; પણ લગ્નનું તો પાંચ વરસનો થવા આવ્યો તોએ નાંમ દેતા નથી. કમળાએ કહ્યું.—

" દેવી! હું બધુંએ સમજુંછું, પણ શું કરૂં વેવાઇને સમજાવી સમજાવી થાક્યો પણ એકનો બે થતો નથી. બસ એકજ હઠ પકડી બેઠો કે જ્યારે તારા બાર વરસની થશે : અને જોઇતી કેળવણી લઈ રહેશે ત્યારેજ લગ્ન કરીશ." પુર્ણાનન્દ પુરાણીએ પત્નિ આગળ ખુલાસો કર્યો.

" અરે! એવા અભિમાની વેવાઇને મારો ઝાડુ. શું તેના બાપની આપણને સાડીબાર છે?! શું મ્હારા વિનુને ન્યાતમાંથી કન્યા નથી મળતી? એણે કંઇ મ્હારા વિનુને રૂપાળો જોઇને કન્યા આપી નથી કે હું ત્હેને ત્યાં લેવા નથી ગઇ. ત્હેને સાત વખત ગરજ હતી ત્યારે આપણે આંગણે કહેવા આવ્યો હતો. આવું કુળવાન ઘર અને ભવિષ્યમાં થનારા આખી ન્યાતના શેઠ મ્હારા વિનુ જેવો વર ત્હેની

પુત્રીનાં પ્રારબ્ધમાં હોય ક્યાંથી ? જો તે આજે લગ્નની ના કહેશે તો હું આવતી કાલે આપણી ન્યાતના ગડબડશંકર ગોરની પુત્રી શીતળાના સાથે મ્હારા વિનુનું વેવિશાળ કરી નાંખીશ અને આજ માસમાં લગ્ન પણ કરવાની. કારણ કે આવતા વરસે લગ્ન નથી." કમળાએ ઉભરો ખાલી કર્યો.

"તું કહે છે તે વાત સાચી છે, પણ શું આપણે કોળી કુંભાર છીએ કે ઘડીમાં વેવિશાળ ફોક કરી દઇએ. અથવા આવા શાણા સગાને નજીવા કારણસર છોડી દઇએ. આપણો વિનુ પાંચ વરસનો થવા આવ્યો પણ કન્યા શું છે તે સમજતો એ નથી અને તે છોડી તો સારૂં વાંચતાએ શીખી ગઇ છે. વળી વિનુ હમણા બે વરસથી અવારનવાર માંદોજ રહ્યા કરે છે માટે આટલું વરસ જાળવી જાય તો ઠીક." પુરાણીએ પત્નિના મનનું સમાધાન કર્યું.

કમળા,—નાના એ નહિ બને ! કોણે દીઠી છે હાલ ? જમાનો બારિક છે. આજ એવી કાલ નહિ. કીધું એ કામ અને દીધું એ દાન. આજનું કામ કાલપર મુલ્તવી રાખે એ તો મૂર્ખ કહેવાય. ન કરે નારાયણ ને આજે કે કાલે મ્હારી અગર ત્હમારી આંખ મિંચાણી તો પછી મ્હારા વિનુની શી દશા ? વળી તે જીંદગીભર નહિ ભણે તો ઘરમાં ક્યાં ખોટ છે, અગર તેને ક્યાં રળવા કમાવા જવાની ફિકર છે એટલે વાંધો આવશે. માટે મ્હારૂં કહ્યું જો માનો તો આજેને આજે એ અભિમાનીને ત્યાં જાઓ અને આ માસમાં લગ્ન નક્કી કરી આવો.

પુર્ણાનંદ પુરાણી પત્નિના શબ્દનું ઉલ્લંઘન કરી શકે એવા હિમ્મતવાળા ન્હોતા. તેઓ સારી પેઠે સમજતા હતા કે, જો દેવીના શબ્દો પાળવામાં લેશ પણ કસુર આવશે તો દેવી કોપાયમાન થશે અને ત્હેના મુખમાંથી ક્રોધની અગ્નિ શિખાઓ નીકળવા માંડશે અને

તે આખા ઘરને બાળી દેશે. આથી તુર્તજ પાઘડી લુગડાં પહેરી વેવાઇના ઘર તરફ જવા નીકળ્યા.

સંસારનો નિયમ છે કે જ્યાં મધ હોય તો ત્યાં માખીઓને આમન્ત્રણ આપવું પડતું નથી, જળથી ઉભરાઈ જતા સરોવરને જળચરોને તેડવા જવું પડતું નથી, ફળ-ફૂલોથી લચી પડતા વૃક્ષોએ પક્ષિઓને સંદેશા પાઠવવા પડતા નથી, અને ધનથી ભરેલા ખિસ્સાવાળાઓને ખુશામતી અને હાંજી હા કરનારા મસ્કા પોલિશોને બોલાવવા પડતા નથી એ તો આપો આપ શોધતા આવે છે એટલુંજ નહિ; પણ જ્યાં આકાશમાં સમળી માંસનો લોચો લઇ ઉડે છે ત્યાં હજારો પક્ષિઓ આપો આપ ત્હેની આસપાસ વીંટળાઇ વળે છે, અને લોચો પડતો મૂકે છે એટલે પક્ષિઓ તુર્તજ સમળીને છોડી દે છે, તેવી રીતે પૂર્ણાનંદ પુરાણીના શીરપર આજે લક્ષ્મીનો કળશ ભરેલો હતો, હૃદય સાગરમાં લક્ષ્મીની લહેરો ઉછળી રહી હતી એટલે તે પીવા અને મેળવવા સેંકડો સ્વાર્થીઓ હજુરમાં હાજરજ રહેતા હતા. જ્યાં ઘરની બહાર પગ મેલતા ત્યાં દરવાજામાં એકાદ બે સ્હામા મળતા અને બજારમાં આવતા ત્યાં બે ચાર ખૂસો મારતાજ હતા. આજે જ્યાં ઘરની બહાર નીકળ્યાં ત્યાં રાજવૈદ્ય રમાલાલ સ્હામાજ મળ્યા. પૂર્ણાનંદે આજની તમામ હકિકત રમાલાલને કહી. રમાલાલે હા મા હા મેળવી આજ માસમાં વિનુનું લગ્ન કરવાની સલાહ આપી. રમાલાલ સમજતા હતા કે હાલ ઘરાકી મંદી છે. ઘરમાં કડકી ચાલે છે. આ ભાઇ બોથડ છે. વિનુનાં લગ્ન ધામધુમથી કરશે, પૈસાને બદલે રૂપિયો વાપરશે અને કારભાર મ્હારા હાથમાં આવશે પછી શું પૂછવું? બસ પોબાર! આપણુ એક દરદીજ પ્રભુએ મોકલ્યો છે. આમ વિચાર કરી પોતે પણ પુરાણીના વેવાઇને ત્યાં જવા સાથે આવ્યા.

## ( ૨ )

સુવર્ણગંગાના તટપર સ્નેહપુર આવેલું હતું. ગામ મ્હોટું અને વસ્તીથી ભરચક હતું. વ્યાપાર ધંધો સારો હોઈ સૌ પૈસે ટકે સુખી હતા. ગામમાં કન્યાશાળા અને મ્હોટી સ્કુલ હતી. કોર્ટો પણ અહીં હોવાથી આખા પ્રગણાના તમામ કેસો અહીં આવતા હોઈ વકીલ, બેરિસ્ટરો અને અન્યને રોજી સારી મળતી. પ્રાચીન કાળમાં પણ આ ગામની જાહોજલાલી સારી હોઇ કાઠિયાવાડના કાઠી અને ગરાશીયા વચ્ચે સજ્જડ લડાઇઓ અને હુમલા થતા હતા. કોઇ કોઈ વખતે કાઠીઓનાં ટોળાં આ ગામપર ઓચીંતા ધાડાઓ નાંખતાં લૂંટી જતા, આગો લગાડતાં અને લાગ મળે બાન પકડી જતાં. તેવા ટાઇમમાં આ ગામમાં પુરાણીનું કુટુંબ બહુ શુરવીર ગણાતું. માણસે પહોંચતા અને શરીરે બળીઆ હોઇ ધાડાઓ સ્હામે ટક્કર ઝીલતા અને તે રણ યજ્ઞની વેદીપર પોતાના વ્હાલાંઓનાં બળીદાન પણ આપેલાં હતા. આ ટાઇમ પછી ન્યાયી બ્રિટીશ અમલ ચાલુ થયો. ધીંગા કાઠી ને જતનાં ધાડાઓને હાંકી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપ્યું પણ પુરાણીના કુટુંબપરત્વે ગામના આ બાલ–વૃદ્ધને સ્નેહ એટલોજ હતો. આપણા પુર્ણાનંદ એજ કુટુંબના કુળ દિપક હતા. પૂર્વજો પૂર્ણ પૈસો પ્રાપ્ત કરીને પરલોક સિધાવ્યા હતા. ઉપરાંત જમીન જાગીર પણ એટલી હતી બાર માસે ખરચ કાઢતાં પાંચ દશ હજાર તિજોરીમાં જમે થતા. ઘરમાં માત્ર પુરાણી ત્હેનાં પત્નિ અને લગભગ આખર વયે પ્રાપ્ત થયેલ પાંચ વર્ષના પુત્ર રત્ન વિનુભાઇજ હતા. પૈસાદાર કુટુંબ અને આખર વયે હજારો દેવ દેવીઓની માનતાવડે પ્રાપ્ત થયેલ પુત્ર રત્નને અતિ લાડ કોડથી ઉછેરતાં હતાં. વિનુ જરાક રડતો ત્યાં ખમા ભાઇને! કરતી પાંચ દશ દાસીઓ વીંટળાઈ વળતી. ભાઇનો જન્મ

થયા પછી મહીને દહાડેજ ગામમાંથી માગાઓ આવવા લાગ્યા હતાં પણ પુરાણી ના પાડતા હતા. પણ આખરે કમળાના આગ્રહ અને રૂઆબ આગળ પુરાણીનું કંઇ ચાલ્યું નહિ અને પાંચમે મહીને ન્યાતના ખાનદાન ઘર ભાઇશંકરની વિનુની વચનીજ પુત્રી તારાનાં સાથે વેવીશાળ કરી નાંખ્યું. ભાઇશંકરના પિતા આ ગામમાં પહેલાં ન્યાયાધિશ હતા. પાંચ પૈસે સુખી હોઇ ભાઇશંકરને કેળવણી સારી આપી હતી. અને તેથી હાલ તે મુંબઇમાં એક યુરોપીયન સોલિસીટરની ઓફિસમાં હેડ ક્લાર્ક હતો. સ્વભાવે શાન્ત અને મળતાવડો હોઈ દરેકને પ્રિય લાગતો. સર્વ કોઇ પ્રેમથી ચ્હાતાં. જ્યારે એકની એક પ્રિય પુત્રીનું વેવીશાળ થયું ત્યારે તે મુંબાઇમાં હતો. આ બાબતના પત્રદ્વારા ત્હેને સમાચાર મળ્યા ત્યારે હૃદયમાં ઘણો આઘાત થયો. પત્નિપર કંટાળો ઉપજ્યો. તેણે પુત્રીના માટે ભવિષ્યમાં સારી ઇમારત રચી હતી. જો પરમાત્મા જીવતી રાખે તો સારી કેળવણી આપી કોઈ નિપુણ ને આ રત્ન સોંપવાની ઇચ્છા હતી. પણ મનુષ્ય ધારે છે કંઇ અને પ્રભુ કરે છે કંઇ—‘ ન જાણે જાનકી નાથ પ્રભાત કાળે કિં ભવિષ્યતિ ’ પુર્ણાનંદના સ્વભાવને સારી રીતે જાણતો હતો, પણ કમળાપર તેને ચીડ હતી. વળી બાલ્ય વિવાહ અને બાલલગ્નનો કટ્ટો દુશ્મન હતો. કોઈને ત્યાં આવું કાર્ય થતું જોઇને અટકાવવા કોશેષ કરતો ત્યારે આજે પોતાનેજ ત્યાં બન્યું એ જાણી ઘણો ખેદ થયો પણ ખેર જે બન્યું તે ખરૂં અને લગ્ન મોડા કરીશું એમ ધારી મન વાળ્યું. વળી વિવાહ ફોક પણ થાય નહિ કારણ કે પૂર્ણાનંદ પુરાણી આખી જ્ઞાતિના શેઠ અને ગામના આગેવાન :હોઇ જીવનભર વેર કરવું પોસાય તેમ ન્હોતું.

આ વાતને લગભગ સાડાચાર વરસનો ગાળો વીતી ગયો હતો.

ભાઇશંકર મુંબાઇથી ઘેર આવી અહીં સ્વતંત્ર નિભાવ ચલાવતો હતો. મુળથીજ પાંચ પૈસે સુખી અને વ્યવહાર કુશળ હોઇ કુટુંબ આનંદથી દિવસ નિર્ગમન કરતું હતું. બાલબચ્ચાંમાં તો હજુ માત્ર તારા એકજ હતી. તારા આ સમયે પાંચ વરસની થવા આવી હતી. આરોગ્ય સારૂં હોવાથી સાત વરસના જેવી જણાતી હતી. વળી બોલવા ચાલવામાં અને ભણવામાં એટલી તો હુંશીયાર હતી કે સારા સારા માસ્તરો મુક્ત કંઠે વખાણ કરતા હતા. આ વખાણ સાંભળી ભાઇશંકર અને ત્હેનાં પત્નિને ઘણો હર્ષ થતો હતો, પણ આ વયમાં જ્યારે પુત્રીનાં લગ્નની વાત ભાઇશંકરને ના સ્હામે આવી ને ઉભી રહેતી ત્યાં ત્હેનું કોમળ હૃદય ચીરી નાંખતી વખતે જ્યારે પોતે એકાન્તેમાં બેઠા હોય અને એટલામાં નહાની તારા કાલું કાલું બોલતી ખોળામાં બેસતી ત્યારે વિચાર સ્ફૂરી આવતો કે ભલે સમાજ ગમે તેમ બોલે, હજારો સંકટો સહન કરવાં પડે અને સમાજથી અલગ રહી એકાન્તમાં જીવન ગુજારવું પડે પણ "આ વગે આવા રોગી છોકરા સાથે તો લગ્ન નજ કરવાં પણ એટલામાં પત્નિ આવી ત્હેના વિચારોને તોડી પાડતી.

ભાઇશંકર જમી પરવારી ન્હાની તારાને લઇ હીંચોળા ખાટપર બેઠા હતા એવામાં પુરાણી અને રમાનાથ આવી પહોંચ્યા ભાઇશંકરે આદરસત્કાર આપી બેસાડયા. વાતપર વાત લાવી રમાનાથે પુરાણીની વતી લગ્નની વાત છેડી. ભાઇશંકરે સાફ ના પાડી. છેવટે પુરાણી ઉખડયા અને કેટલીક ધમકીઓ આપી પણ ભાઇશંકરે તેને લેશ પણ ન ગણુ કરતાં એકના બે થયા નહિ. આ બાજુ ભાઇશંકરના પત્નિની ઇચ્છા પતિ કરતાં જુદીજ હતી. તે પોતાની ન્હાની પુત્રીનાં લગ્ન આ માસમાંજ કરી નાખવાનો ઇરાદો રાખતા હતાં. ' કાણે જોઇ છે

કાલ' એ વિચારો ત્હેના હૃદયમાં રમણુ કરી રહ્યા હતા, છેવટે ભાઇશંકરને ઘરમાં બોલાવી બસ વેવાઇને નારાજ ન કરો. આખરે કન્યા તો વરસે બે વરસે વેલા મોડી ત્હેને ઘેરજ આપવાની છે. ને વિગેરે બાબતો સમજાવીને લગ્નની હા કહેવરાવી. પુરાણી અને રમાનાથ હૃદયમાં હર્ષ પામતા ઘેર ગયા.

૩

પોષ માસનો દિવસ છે. ગામમાં લગ્નની ધામધુમ ચાલી રહી છે. પુરાણીના એકના એક પુત્રના લગ્ન આ માસમાં હોઇ એ ધામધુમમાં ઘણી વિશેષતા જોવામાં આવે છે. છેવટે લગ્નની તિથી આવી પહોંચી મોટી ધામધુમથી બાલ્યવરનો વરઘોડો પુરાણીને ત્યાંથી નીકળી ભાઇશંકરને ત્યાં આવી પહોંચ્યો. ભાઇશંકરે ગજા પ્રમાણે બધું સાદુંજ કામ રાખ્યું હતું; ત્હેને આ લગ્નથી આનંદ ન્હોતો પણ શોક હતો, વારેઘડીએ તારા અને વિનુની મૂર્તિને હૃદયમાં રાખી સરખામણી કરતો અને રડતો. આ લગ્ન એક લગ્ન ન્હોતાં પણ ફારસજ હતો. વર કન્યાને મંડપમાં લાવવાનો ટાઇમ આવ્યો તે ટાઇમે વિનુને તાવ આવવાથી પથારીમાં સૂતા હતા. માતાએ પુત્રને ઢંઢોળી જગાડવાનો પ્રયત્ન કર્યો પણ વૃથા! છેવટે માતાએ જોરથી પુત્રને બેઠો કર્યો અને કહ્યું, "ભાઇ, ઉઠ ત્હારે પરણવાનું છે." પુત્રેજ તુરતજ જવાબ દીધો,–"મ્હારે પેંડો નથી ખાવો."

"પેંડો નહિ! પણ પરણવાનું છે, બેટા ચાલો, જુઓ આ ઘોડો આવ્યો." માતાએ સમજાવતાં કહ્યું.

"અરે મ્હારે નથી પરણવું, જાને માથું ખાતી. મ્હારા બાપા ત્યાં હશે ત્હેને કહે મ્હારે બદલે તે પરણે નહિ તો તું પરણ! વરરાજાએ હદવાળી, સર્વ જાનડીઓ ખડખડ હસી પડી અને વરની

માતા તો આ સાંભળી ફીક્કાં પડી ગયા પણ તે બ્હાર ન બતાવતાં રૂઆબથી પુત્રને પરાણે ઉઠાડી માંડવામાં લાવ્યા; ગોરને જલદી, વિધી પતાવી દેવાની સમજણ આપી, આખરે બન્ને ગોરોએ વર કન્યાને બદલે મન્ત્રોપચાર ઉચ્ચાર્યા અને લગ્ન પૂર્ણ કર્યાં.

ભાઈશંકરે તારાના લગ્ન કર્યાં પણ માત્ર લગ્ન પછી બે દહાડા પુરાણીને ત્યાં રહેવા દઇ પોતાને ત્યાં તેડાવી લીધી અને અભ્યાસ ચાલુ કર્યો. કમળા આથી ઘણીજ નારાજ હતી. તે વહુને ભણાવે રાજી ન હતી, આજકાલની છોકરીઓ ભણીને સાસરા—સાસુ કે પતિને ગણકારતી નથી, મનમાનતી રીતે વર્તે છે. વિગેરે અનેક બાબતોથી આ અભણ સ્ત્રીનું ભેજું ભરેલું હતું. કેટલીક વખત તેણે ભાઇશંકરને આ બાબત કહેવરાવી હતી. અને છેલ્લે જાતે જઇને પણ કહી આવી હતી કે, મ્હારે તારાને કંઇ નોકરીએ નથી મોકલવી કે ત્હમે આ બધું કરી રહ્યા છો. અને હવે જો મ્હારા કહ્યા પ્રમાણે નહિ વર્તો તો હું ત્હમારી પુત્રીના સ્હામે પણ નથી જોવાની. અરે સ્હામું તો નહિ જોઉં પણ યાદ રાખજો કે, મ્હારા પુત્રને બીજી પરણાવીશ. છતાં આ ધમકીને ભાઇશંકરે લેશ પણ ગણકારી નહિ. અને તારાને ગુજરાતી પાંચમું ધોરણ પુરૂ કરાવી ઇંગ્રેજી અભ્યાસ ચાલુ કરાવ્યો. જ્યારે આ વાતની પુરાણી અને કમળાબાઇને ખબર પડી ત્યારે તો ગુસ્સાની હદ આવી રહી.

આ બાજુ તારાને જ્યારે ઇંગ્લીશ અભ્યાસ શરૂ થયો ત્યારે પેલી બાજુ વિનુભાઇ ગુજરાતી બીજા ધોરણમાં ઘણી બહાદુરીથી નાપાસ થયા હતા. એક દિવસ માથું દુખે તો બીજે દિવસે સળેખમ ને તાવ તો ત્રીજે દિવસે ઢોંગ ચાલુજ હોય! ભૂલે ચુકે પુરાણીએ પરાણે નિશાળમાં મોકલ્યો તો પાછળ તુર્તજ કમળાબાઇ

નિશાળમાં જઇ માસ્તરને મારશો નહિ, ધમકાવશો નહિ, મ્હારે સાત પાંચ નથી વિગેરે વાતો સંભળાવી આવતાં એટલે માસ્તરો બેદરકાર રહેતા.

આજે જન્માષ્ટમી હોવાથી કમળાબાઇ તારાને પોતાને ઘેર બોલાવી લાવ્યાં છે. તારાનું વય આ સમયે અગીઆર વરસનું થવા આવ્યું છે, છતાં પંદરના જેવી જણાય છે. સ્ત્રીઓમાં જોઇએ તેવાં ચિન્હો હવે આવવા લાગ્યાં છે. મુખપર લજ્જાની છાયા છવાઇ રહી છે. તે સમયે વિનુ પણ અગિઆર વરસનોજ છે, છતાં તબિયત કાયમ નરમ રહેતી હોવાથી સાતના જેવો જણાય છે. પુરાણી પણ હવે આ જોડું જોઈ હૃદયમાં હર્ષ પામવાને બદલે પસ્તાવો કરવા લાગ્યા. પણ કમળાનો તો મિજાજજ કંઇ ઓર હતો પુત્ર અને પુત્ર વધુને જોઈ અંગમાં ફુલી સમાતી ન્હોતી.

સ્હવારના દશ વાગવા આવ્યા છે. બાળકોને સ્કૂલનો ટાઇમ થવા આવ્યો છે. છતાં વિનુ આજે સ્કૂલ ગયો નથી એટલામાં આદો અને ચાંદો નામના નિશાળીયા વિનુને તેડવા આવ્યા વિનુએ આજે હઠ પકડી હતી, તે સ્કૂલે જવા નારાજ હતો. ત્યારે તેડવા આવનાર છોકરાઓ પણ ત્હેના માંથાના હતા. વિનુને રમવાનું બાનું બતાવી દરવાજા બહાર લાવી બન્નેએ ટીંગાટોળી કરી ઉઠાવ્યો. બજાર વચ્ચે થઇ બન્ને બહાદુર છોકરા વિનુભાઇને લઇ ચાલ્યા જતા હતા- એ વખતે વિનુની માતા બહાર ગઈ હતી, પુરાણી ઉપર પૂજામાં હતા અને તારા ઘરમાં ઉભી ઉભી જોતી હતી, પણ શું કરે? છોકરા વિનુને લઈ જતા હતા ત્યાં સ્હામેજ વિનુની માતા મળી છોકરાઓને ધમકી આપી વિનુને ત્હેના લોખંડી પંજામાંથી મુક્ત કરી કેડમાં બેસારી ઘેર લાવી. વિનુએ રડતાં રડતા માતા પાસે ફરિયાદ કરી—

મા, એના બાપને મારી મારીને પેલા હરામખોરોએ અધમૂઓ કરી નાંખ્યો પણ રાંડ ભીંટીઆ જેવીએ ઉભાં ઉભા જોયા કર્યું અને બોલીએ નહિ.

માતા ગુસ્સાયાં ગાજી ઉઠી? ભાઇ, એ શું કરવા છોડાવે, એને તું ક્યાં ગમે છે? એ તો ત્હને મુએલો જોવા માગે છે. ચાલ મ્હારા વીર, મ્હારા બાપ. કહીને ઘરમાં તેડી ગઇ.

તારા આ દેખાવ જોઇ સજડ બની ગઇ અને હવે ત્હેના શોકનો પાર રહ્યો નહિ. ઉપર ઓરડીમાં જઇ દ્વાર બન્ધ કરી પોક પોક રોઇ.

ભાઇશંકરને ત્યાંથી તારાને તેડવા નોકર આવ્યો પણ કમળાએ મોકલવાની સાફ ના પાડી અને કહેવરાવ્યું કે, પુત્રીને ઘેર રાખી માથે ચડાવી છે. માટે હવે ત્યાં મોકલીશ નહિ

(૪)

તારાને સાસરામાં આવ્યા હજુ પંદર દિવસ થયા નથી. એટલામા આડોશી પાડોશીના પ્રેમનું પાત્ર થઇ પડી છે. આખો દિવસ ત્હેની પાસે બે ત્રણ બેનપણી તો બેસીજ રહે છે. કોઇ ભરત શીવણ તો કોઈ ભણવા તલ્પીજ રહી હોય છે, આ બધું કમળાબાઇ જોઈ શકયા નહિ. કારણ કે અત્યાર સુધી ત્હેના કંકાસીયા કજીયાખોર સ્વભાવને લઈ શેરીનું એક બાળક પણ આવવા હિમ્મત કરતું નહિ, ત્હેને બદલે આજે આંગણું ક્ષણભર ખાલી રહેતું નથી. કમળા ઘણી ચીડાતી વખતે લોકોનોતો વખતે તારાનો ખુલ્લો તિરસ્કાર કરતી. સાસુ વહુ વચ્ચે અણુ બનાવ વધવા લાગ્યો. છતાં સુશીલ સ્વભાવની તારા કુળવાયેલી તારા કદિ સાસુના સ્હામે એક શબ્દ પણ બોલતી નથી. અને ગતઃ પ્રકરણમાં કમળાએ એટલા કારણ સહેજ પુત્રને કહી વહુને સંભળાવ્યું હતું.

બપોરના બે વાગવા આવ્યા છે. તારા ઘરનું કામકાજ પરવારી ત્રીજે માળે પોતાના દિવાનખાનામાં બેઠી હતી. હૃદય અશાન્ત હતું. પાસે સરસ્વતીચંન્દ્ર અને લલિતા દુઃખ દર્શકના પુસ્તકો પડયાં હતાં. વખતે સરસ્વતીચન્દ્ર ઉઘાડી ગુણસુંદરી ગાતી અનાથ બાલિકાનું ઓવાદળના ઉડનાર પંખી ઉડજેરે, જઇ બેસજે પિયરના મોભ મ્હોટે મળસ્કેરે, અને છેલ્લે નણદી દે છે મ્હેણાં રોજ સાસુ સંતાપેરે મ્હારો માવડીઓ ભરથાર કાળજ કાપેરે. એ છેલ્લી કડી વારે વારે ગાતાં આંખોમાં પાણીની ધારા ચાલી નીકળી. વળી તે પુસ્તક મૂકી લલિતા દુઃખ દર્શકમાંથી લલિતાની પોતાની સાથે સરખામણી કરતી અને લખનારને ધન્યવાદ આપતાં કહેતી અરેરે? અહિ વાદળનું ઉડનાર પંખી કે પંથીરાજ કોઈ નથી? ત્હેના કરતાં હું શું ઓછી દુઃખી છું? આ સમયે ન્હાનો વિનુ સીડીપર છુપાઇને ઉભો ઉભો જોતો હતો. તુર્તજ ઉપર આવીને કહેવા લાગ્યો "કેમ એ રાંડ? અહીં શું નાટક કરવા આવી છે. લાંબે સાદે ચોપડીમાંથી ગાય છે તે શરમ નથી આવતી? કહેવાદે મ્હારી બાને?" કહી તુર્તજ નીચે ઉતરી માને વાત કરી, માને તો એટલું જોઇતું હતું. વાઘના જેવી ફલાંગો મારતી ઉપર આવી, સિંહના સમ ગાજી ઉઠી:—

"કેમ મ્હોટા બાપની દિકરી! આ શા ભાવાડા માંડયા છે. કંઇ શરમ છે કે નહિ? ત્હને શો વખત કહ્યું કે મ્હારા ઘરમાં આ ચોપડાનો ઢેઢવાડો નથી જોતો છતાં હજુ કહાડતી નથી! હું સારી રીતે જાણું છું કે મ્હારો વિનુ ત્હને નજરે એ ગમતો નથી. અને ચિત્તતો કોણ જાણે કયાં ભમે છે!

આ શબ્દો તારાથી સહન થઇ શકયા નહિ. હેલ્લે ધીમે અ-

વાજે બોલી. "સાસુજી અત્યાર સુધી મ્હારા હાથે કંઈ પણ અપરાધ થયો નથી, છતાં જ્યારે હોય ત્યારે મ્હારાપર આમ ગુસ્સે શા માટે થાઓ છો? વળી ચોપડી વાંચવાથી ઘરના કામમાં જરા ઉણપ આવતી નથી. માત્ર જ્યારે નવરી હોઉં છું ત્યારે બે ઘડી ચોપડી લઉં છું."

લે બેશ, બેશ! ચબાવલી! ન્હાને મ્હોઢે મોટી વાત કરતા શરમ નથી આવતી! હું બધાએ ત્હારાં ચારિત્ર સમજું છું. અત્યારથી સ્હામે આમ લબ લબ કરતાં શીખી એ આગળ શું નહિ કરે? ચાલ ફેંકી દે ત્હારાં આ પોથા! એમ કહી તારાના તમામ પુસ્તકો ફાડી બારીએથી ફેંકી દીધાં. અને જાણે મ્હોટો વિજય મેળવ્યો હોય તેમ નીચે ઉતરી. આ સમયે માતાની પાછળ વિનુ બધું જોયા કરતો હતો. જ્યારે માતા નીચે ઉતરી ત્યારે વિનુ ઉપર આવ્યો અને તારાના સ્હામે કાખલીઓ ફૂટી કહેવા લાગ્યો. કાં બંદાએ કેવી માથે કરી? લે લેતીજા. કહી એકદમ નીચે ઉતરી ગયો.

તારાના હૃદયની આ સમે શી દશા થઇ હશે ત્હેનો વિચાર વાંચકોએ કરી લેવો.

---

[ ૫ ]

ગઇ કાલે સ્હાંજના ચાર વાગે ઘેરથી ઘરેણાં—કપડાં પ્હેરી વિનુ ન્યાતમાં જમવા ગયો છે, ત્હેનો હજુ આજ બપોર સુધી પત્તો નથી. ચારે બાજુ માણસો શોધાશોધ કરી રહ્યાં છે. પોલીસોને ખબર અપાઇ ગઇ છે. નદીમાં માણસો અને મછવાઓ ભમી રહ્યાં છે. કુવા તળાવે પણ જોવાઇ રહ્યાં છે. છતાં પતો નથી. પુરાણી અને ત્હેના પત્નીને શોકનો પાર નથી, સગાં વહાલા દિલાસો આપી રહ્યાં છે. તે સમયે

તારા માળપર એકલી બેઠી બેઠી રડયા કરે છે. છેવટે ૭ વાગે એક એક માછીએ નદીની ભેખડમાં ભરાઈ રહેલી વિનુની લાશને બહાર કાઢી. જરાવારમાં આ વાત ગામમાં વિદ્યુત વેગે પ્રસરીને પુરાણીના ઘર સુધી પહોચી. બન્ને જણ રોતાં કકળતાં નદીપર જઇ પુત્રના શબને ઘેર લાવ્યા. શરીરપર માત્ર એક ધોતીયુંજ હતું. બાકી ઘરેણાં લુગડા ગુમ થયા હતા, પોલિસે પંચનામું કરી લાશ પુરાણીને સોંપી. સૌએ અટકળ બાંધી દીધી કે ઘરેણાં માટે કોઇ દુષ્ટે વિનયનું ખુન કર્યું. આ સમયે ભાઇશંકર અને ત્હેના પત્નિ પણ આવ્યાં. સૌએ મળી શબને અગ્નિ સંસ્કાર કર્યો. હવે તારા વિધવા થઈ. એટલુંજ નહિ પણ દુષ્ટ હૃદયની કમળા હવે એ બિચારીપર અવનવા આરોપો મુકવા લાગી. "મ્હારો પુત્ર એને ગમતો ન્હોતો. એથી તે હમ્મેશા નારાજ રહેતી. અને હું તો છાતી ઠોકીને કહું છું કે મ્હારા એ એ- કના એક પુત્રનું ખુન કરવામાં એ અભાગીણીનો હાથ છે. આવા શબ્દો ગામને મ્હોડે ખુલ્લાં કહેવા લાગી. આ બાબતની ભાઇશંકર અને તેના પત્નિને ખબર પડી તુર્તજ પુત્રીને ઘેર લાવવા માટે તે પુરાણી પાસે ગયા. પુરાણીએ રજા આપી. ભાઇશંકર આ ગરિબ ગાય જેવી કેળવાયલી અને વિધવા પુત્રીને ઘેર લાવ્યા.

તારા પિતાને ઘેર આવ્યા પછી ઉદાસ રહે છે. પૂરૂં અનાજ ખાતી નથી, રાત્રે ઉંઘતી નથી, શરીર સૂકાતું જાય છે; અને આંખો- માંથી રાત્રિ દિવસ અશ્રુધારા વહ્યા કરે છે. માતા પિતા ઘણું ધૈર્ય આપે છે પણ એકની બે થતી નથી.

થોડા સમયમાં ગામમાં કોલેરા શરૂ થયો. કુદરતનો નિયમ છે કે જેની અહીં જરૂર છે ત્હેની ત્યાં પણ અગત્ય છે. હમેશાં બનતું આવે છે કે, ખોટો રૂપિયો ખોવાય નહિ, અને બુરો માણસ મરે નહિ.

મૃત્યુ સારાપર કંઇક પોતાની સત્તા વ્હેલી જમાવે છે. તેવી રીતે આ કોલેરાએ ગામમાંથી સારા સારા માણસોને ઉપાડવા માંડયા અને તે પૈકી આપણા ભાઇશંકરભાઇ અને ત્હેના પત્નિ સપડાઇ ગયાં. ત્રણ દિવસની બિમારીમાં આ દંપતિ સ્વર્ગે ચાલ્યાં ગયાં, રહી બિચારી નિરાધાર અનાથ અસહાય એકલી 'તારા! માત્ર એક માસમાંજ સૌભાગ્યજીવન પતિ, માયાળુ માતા અને પ્રેમી પિતા એ સર્વ ગુમાવ્યાં. તારાનાં માતા પિતા મર્ણ પામ્યા. તે વખતે પુરાણીને ત્યાં પુરાણી કે ત્હેના પત્ની કોઇએ આવ્યાં ન્હોતાં ન્યાતવાળા અને ગામનાએ દંપતિની અંતિમ ક્રિયા કરી હતી.

મુંબઈમાં ગિરગામ ખાતે ભાઇશંકરના કાકાના દિકરા ભાઇ જયદેવ રહેતા હતા. અને તેઓએ લાંબા સમય સુધી સરકારની જોખમભરી નોકરી કરી હતી છેલ્લે થાણા જીલ્લામાં જજની પદવીપર નિયુકત થયા હતા. હવે તે નોકરી પૂર્ણ કરી, પેન્શન લઇ ઘેર આવ્યા હતા. ઘરમાં પાંચ પૈસે પૂર્ણ સુખી હતા. ગિરગામમાં ઘરનો એક માળો વસાવ્યો હતો. પુત્ર શ્યામસુંદર વકિલની પરિક્ષામાં પાસ થયો હતો, છતાં પશ્ચિમની કેળવણીનો ખરાબ વાયુ ત્હેના મગજમાં ભરાવા પામ્યો ન હોવાથી પૂર્ણ પિતૃભક્ત હતો. પિતાએ નોકરીથી ફારેગ થઇ હવે અવસ્થા પાકી ગયેલી હોવાથી જીવનનો અવશેષ ભાગ કાશીમાં ગાળવાની પુત્રને ઇચ્છા બતાવી. પુત્રે તુરતજ સર્વ તૈયારી કરી આપી પિતાની ઇચ્છા પૂર્ણ કરી. જયદેવને ગયા હજુ માત્ર ચાર માસ થયા હશે એટલામાં સ્નેહપુરથી ભાઇશંકર અને ત્હેના પત્નિના અચાનક સ્વર્ગવાસી થવાનો તાર શ્યામસુંદરને મળ્યો. શ્યામ સુંદર કાકા—કાકી અને તારાને ઘણો ચ્હાતો હતો. તેમાં તારાપર તો ત્હેને સગી બ્હેન કરતાં વિશેષ પ્રેમ હતો.

તાર વાંચી તુર્તજ સ્નેહપુર રવાના થયો, સ્નેહપુર આવી ઘરની તમામ વ્યવસ્થા કરી તારાને મુંબઈ લાવ્યો. શ્યામ સુંદરની પત્ની પણ તેવીજ હતી, અનાથ અને વિધવા તારાને હૃદયપર રાખતી ત્હેને જરાપણ માતા–પિતાની ઉણપ આવવા દેતી ન્હોતી.

આ તરફ એજ માળામાં વિશ્વનાથ નામના બેરિસ્ટર રહેતા હતા બેરિસ્ટર સ્વભાવે મિળનસાર હોઇ શ્યામસુંદર સાથે પૂર્ણ મિત્રતા બંધાઇ ગઈ હતી. દિવસ અને રાત્રિનો મ્હોટો ભાગ બન્ને સાથેજ રહેતા હતા. જ્યારથી તારા અહીં આવી ત્યારથી બન્ને વચ્ચે પુનર્લગ્નની ચર્ચાઓ જોસથી ચાલતી હતી. શ્યામ સુંદર પુનર્લગ્નનો વિરોધી હતો. પણ બહાદુર બેરિસ્ટરે દાખલા દલિલો આપી ભોળા ભાઇને પોતાની રાહપર લઇ લીધો અને હવે તે પુનર્લગ્નનો પક્કો હિમાયતી બન્યો.

આ બહાદૂર બેરિસ્ટરની કથા કંઇક જૂદીજ હતી. તે દુનિયામાં જન્મી આ જન્મ અને પૂર્વ જન્મ બન્ને જાણનારો હતો, વળી ત્હેને એક જીવતો જાગતો ભૂત કહીએ તો ત્હેમાં અતિશયોક્તિ નહિ ગણાય ત્હેણે પોતાનું મર્ણ પોતાની આંખે જોઇ પોતાને હાથેજ અને ઇચ્છાએ પુનર્જન્મ લીધો હતો.

કાઠિયાવાડમાં આવેલા અમરેલી શહેરમાં એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી, પતિના મર્ણ બાદ તે કુમાર્ગે ચડી હતી. થોડા દિવસે ત્હેણે છુપીરીતે એક બાળકને જન્મ આપ્યો. હૃદય દયાળું હોઇ બાળકનો નાશ કરવા ત્હેનું જીગર ચાલ્યું નહિ. આખરે રાત્રે કપડામાં વિંટાળી છુપી રીતે ગામની ભાગોળે મૂકીને ચાલી આવી, 'જેને રામ રાખે તેને કોણ ચાખે.' એ સિદ્ધાંતાનુસાર પરોઢીએ ગામનો એક વૃદ્ધ બ્રાહ્મણ બહાર ગામ જતો હતો ત્હેની દ્રષ્ટિ આ બાળકપર પડી

તુર્ત્તજ તપાસ કરીને તે પોતાને ઘેર લાવ્યો, લાલનપાલન કરી આ બાળકને મ્હોટું કર્યું, યોગ્ય વયે સારી કેળવણી અને તે એટલે સુધી લઇ ગયો કે, આખરે બેરિસ્ટરની પરિક્ષામાં પાસ થયો, પણ ત્હેના હૃદયમાં જોઇએ તેવા સારા સંસ્કાર પડયા ન્હોતા. હમેશા પારકો પૈસો કેમ લેવો અને જેન્ટલમેનમાં કેમ ખપવું એ વિચારો રાત્રિ દિવસ રમ્યા કરતા હતા. પાળક પિતાએ ખાનદાન ઘરની કન્યા પરણાવી હતી. પણ તે બિચારી ભોળી હતી, જો કે પિતા શ્રીમંત હતો અને પુત્રિ શિવાય બીજું કંઇ સંતાન ન્હોતું બેરિસ્ટરે તેની પુત્રીને જોઈ નહિ પણ પૈસાને જોઈ લગ્ન કર્યું હતું. તે સારી રીતે સમજતો હતો. કે આ બુઢ્ઢો વરસે બે વરસે ઢબી જશે કે પછી પોબાર! પણ બુઢ્ઢો જમાનાનો ઉખડેલો હતો તે લગ્ન કર્યા પછી આ સુધરેલા શયતાનને સારી રીતે જાણી ચૂકયો હતો. એટલે પોતાની તમામ મિલ્કતનું વિલ પુત્રીના નામનુંજ કરી નાંખ્યું હતું. અને બેરિસ્ટરનો લેશ પણ હક રાખ્યો ન્હોતો આ વાતની જ્યારે બેરિસ્ટરને ખબર પડી ત્યારે ત્હેના ગુસ્સાનો પાર રહ્યો નહિ એટલુંજ નહિ પણ ત્હેણે હવે પત્નિના સ્હામે જોવાનું કે બોલવાનું પણ છોડી દીધું.

## ( ૬ )

પોતાના સાસરા પાસેથી લાલ બદામ પણ નહિ મળે એવું બેરિસ્ટર સાહેબે જ્યારે જાણ્યું ત્યારે તેઓ થોડા ઘણા પૈસા એકઠા કરી વિલાયત ઉપડી ગયા. વિલાયતમાં થોડા દિવસ રહ્યા પછી મિસ રોઝ નામની એક ઇંગ્રેજ બાળાના પ્રેમમાં પડયા. છેવટે એક દિવસ તે બાળાને ફસાવી ત્હેની પાસેથી મ્હોટી રકમ ઉઠાવી રવાના થઇ ગયા, થોડા દિવસે વતનમાં આવ્યા. આ બાજુ ત્યાંથી સાહેબના વારંટ નીકળ્યો, સાહેબ પણ સમજી ગયા કે હવે તાંતણો રચ્યા

શિવાય છૂટકો નથી. આમ ધારી રાત્રે ઘેરથી ન્હાસી નદિપર આવ્યા હવે કયાં જઉં ત્હેના વિચારમાં પડયા નદી આજે ખેપૂર હતી. બેરિસ્ટર કાંઠાપર વિચારમાં ઉભા હતા દૈવયોગે એક ઓવાળપર ત્હેની દ્રષ્ટિ પડી, જૂએ છે તો ત્યાં એક મૂડદું પડયું છે. દિવાસળી કરીને જોયું તો મૂડદું બે ત્રણ દિવસનું હતું શિકલ ઓળખાતી નથી તમામ શરીર ફુલાઇ ગયું હતું બેરિસ્ટરે આ સમય તપાસી ખીસ્સામાંથી ચપ્પુ કહાડી મુડદાની ગર્દન કાપી નાંખી પોતાના કપડાં ત્હેને પહેરાવી ખીસામાંના કાગળીયા એમને એમ રાખી મુડદાને પાછું પાણીમાં તરતું ત્યાંથી કરી છુપી રીતે ઘેર આવી બીજાં કપડાં પહેરી ગામમાંથી રાતોરાત રવાના થઇ ગયા.

આ બાજુ મુડદું તરતું તરતું થોડે દુર આવેલા એક ગામના પાદરે નીકળ્યું મસ્તક વિનાનું ધડ જોઇ કાંઠે ઉભેલા કેટલાક ખેડૂતોએ બહાર કહાડયું. ગામમાંથી સરકારી માણસોએ આવી પંચનામું કર્યું અને ખીસ્સા તપાસ્યાં તો તેમાંથી કેટલા ભીંજાયેલા કાગળીયા નીકળ્યા, અને તેમાં અક્ષરો પણ હજુ વંચાતા હતા. ગામના કેટલાક માણસો બેરિસ્ટરને સારી રીતે જાણતા હતા, તુર્ત જ અમરેલી માણસ દોડતું કરીને ખબર આપી. બેરિસ્ટરના સગાં વ્હાલાં ત્યાં આવ્યા ત્યાં ગામના લોકોએ લાશને ઠેકાણે પાડી દીધી હતી. સૌ રણી કકળીને ઘેર ગયા. બેરિસ્ટરની પત્નિ ગંગા હવે વિધવા થઇ. પિતાએ અઢળક સંપત્તિ આપી હતી. એથી શાન્ત ચિતે ઘરમાં રહીને પ્રભુ ભક્તિ કરવા લાગી.

આ તરફ બેરિસ્ટર રાતોરાત દક્ષિણ તરફ રવાના થયા. પુના નાગપુર વિગેરે સ્થળોમાં લગભગ પાંચ વરસ રહી પોતાનામાં એટલું બધું તો પરિવર્તન કરી દીધું હતું કે, જ્યારે અરિસામાં પોતાનું

મુખ જોતા ત્યારે સારૂ જણાઇ આવતું કે હવે વિશ્વનાથ બેરિસ્ટર જેવી કોઇ વ્યક્તિ આ જગત્‌માં છે જ નહિ. અને તે તો ઘણાં દિવસ પહેલાં સ્વધામ સિધારી ગઇ. ત્યારબાદ ત્યાંથી રવાના થઇ મુંબઇ ખાતે આવ્યા. મુંબઇમા પોતાના કેટલાક સ્નેહીઓ હતા. આ સર્વની સ્હામે થઇને બેરિસ્ટર ઘણીએ વખત પસાર થયા પણ કોઇએ ઓ-ળખ્યા નહિ. બેરિસ્ટરને હૃદયમાં હજુ બીક હતી કે રખેને કોઇક ઓાળખી લે પણ આ તેની ધારણા સદંતર ખોટી પડી કારણ કે, અત્રે થોડા દિવસ પહેલાંજ વિલાયતથી મિસ રોઝ હિન્દુસ્તાન ખાતે બેરિસ્ટરની તપાસ કરવા આવી હતી અને તે એક વખત બેરિસ્ટર ને પાલવાપર મળી, વાતચિત થઇ પણ ત્હેણે આપણા આ બહુરૂપી બેરિસ્ટરને ઓાળખ્યા નહિ.

એક વખત સ્હાંજે પાલવાપર બેરિસ્ટર ફરવા ગયા હતા બે ઘડી આમતેમ લટાર મારી એક બેન્ચપર બેઠા હાય. એવામાં એક યુરોપિઅન મહીલા બેન્ચને બીજે છેડે આવીને બેસી ગઇ બેરિસ્ટરે આ મહિલાને ઓાળખી હૃદયમાં મોટા ધ્રાસકો પડયો. બન્ને દ્રષ્ટિ એક થઇ છતાં મહિલાએ તો આ સુધરેલા શયતાનને ઓાળખ્યો નહિ, થોડીવારે વાતચીતનો પ્રસંગ પણ મળ્યો મિસ રોઝે :વિલાયતમાં આવી ઠગી ગયેલા બેરિસ્ટરની કથા કહી. હજારો પાઉન્ડ નો માલ ઠગી મ્હને ફસાવીને ઇન્ડીયામાં ચાલ્યો આવ્યો છે, લાંબો વખત પરબારી શોધ ચલાવી હવે હું પોતેજ આવી છું, વિગેરે વાત કહી બેરિસ્ટરે આ બાબત બહુ દિલગીરી બતાવી. અને પોતે પણ એક બેરિસ્ટર છે, અને મુંબઇમાં ગિરગામ ખાતે રહે છે, અને સમયે પોતાના તરફથી કંઇ સહાયતા જોઇશે તો ખુશીથી આપશે. એટલામાં અંધારૂ થવા આવ્યું. બન્ને જણ હસ્ત ધુનન કરી જુદા પડયાં,

જતાં જતાં મિસ રોઝ તાજમહેલમાં ઉતરી છે. અને પોતાના રૂમનો નંબર આપતી ગઇ એરિસ્ટર મનમાં મલકાયો મુખપર વિજયની છાયા છવાઇ ગઇ અને ત્યાંથી નીકળી પોતાને મકાને આવ્યો પોતે ક્યાં રહે ને અને ક્યાં મળશે એ મિસ રોઝને બતાવ્યું ન્હોતું એથી વખતો વખત તાજમહેલમાં પોતે જઇ મિસ રોઝને મળી આવતો.

પાછલા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ કે શ્યામ કુંદર અને એરિસ્ટરના વચ્ચે ગાઢ મિત્રતા બંધાઇ ગઇ હતી. એક દિવસ વાતનીવાતમાં શ્યામ સુંદરે એરિસ્ટરની કેટલીક પાછળની વાતચીત પૂછી પણ પોતે ખરી હકીકત છુપાવી તદ્દન ધાપ મારતાં કહ્યું કે, મ્હારા પિતા ગુજરાતમાંથી નીકળી મદ્રાસખાતે મ્હોટા સરકારી અમલદાર હતા. ત્યાં લાંબો સમય રહીને મર્ણ પામ્યા. અને ત્યારબાદ મ્હારી પત્નિ પણ ત્યાંજ મર્ણ પામી એથી મ્હને એકલા રહેવું ત્યાં ગમ્યું નહિ. આખરે મદ્રાસ છોડી હું દક્ષિણમાં આવ્યો અને ત્યાંના હવા પાણી ઠીક ન પડવાથી મુંબાઇમા આવ્યો હવે કાયમ અહીંજ રહેવા ધાર્યું છે પછી પ્રભુ ઇચ્છા.

શ્યામસુંદર પુનર્લગ્નનો પાકો હિમાયતી બન્યો હતો. અને તારાને જોતા ત્હેનું હૃદય ભરાઇ આવતું હતું. કારણ કે એપણ એક કેળવાયલી બાળા હતી. જો તે વિધવા રહીને પોતાનું જીવન પવિત્ર રીતે ગાળે તો તેમાં કંઈ હરકત નથી કારણ કે પ્રેમ અખંડિત છે. જો કે પતિના તરફથી ત્હેણે લેશ પણ સુખ અનુભવ્યું નથી. છતાં પણ જો તેનો પ્રેમ જાળવી રાખે તો ત્હેના જેવું એકે ઉત્તમ નથી. પિતાજીને આ બાબતનો પત્ર ત્હેણે લખ્યો હતો. જવાબમાં જણાવ્યું હતું કે જેવી બાઇની ઇચ્છા. ત્હેની ઇચ્છાની વિરૂધ એક પણ કૃત્ય કરશો નહિ. એવામાં શ્યામસુંદરની સ્નેહાળ પત્નિ બે દિવસની બિ-

મારીમાં ગુજરી ગઇ. શ્યામસુંદરને આવખતે બહુ લાગી આવ્યું થોડે દિવસે જ્ઞાતિમાંથી યોગ્ય વયની કન્યા મળી ગઈ અને શ્યામસુંદરના લગ્ન તેની સાથે થયા આ સમયે કાશીથી શ્યામસુંદરના પિતા પણ આવ્યા હતા. હમ્મેશાં કહેવત છે કે, 'પુત્રનાં લક્ષણ પારણામાં અને વહુનાં લક્ષણ બારણામાં? નવી વહુ બે દિવસ તો સૌ સાથે હળી મળીને રહી, પણ પાછળથી પોતાનો પ્રભાવ જમાવા માંડયો. ઘરમાં નણંદ ભોજાઇ વચ્ચે અણબનાવ રહેવા લાગ્યો. વખતે પતિને માર-નારી સારૂં શું કરે! એ શબ્દો પણ ભોજાઇ પર વાપરી બેસતી. ઘરમાં હવે પૂર્ણ ગુંચવાડો ઉભો થયો. શ્યામસુંદર ત્હેના પિતા અને તારા જુનીના ગુણો સંભારી રડવા લાગ્યાં. આખર એક દિવસ રાત્રે પિતા પુત્ર અને તારા એકાન્તમાં બેસી હવે શું નિવેડો લાવવો એ વિચાર-માં બેઠાં છેલ્લે તારાને પુછયું. તારા પણ હવે કંટાળી ગઇ હતી આ-ખરે તમામ ભાર કાકા અને ભાઇપર નાંખ્યો.

આ બાજુ શ્યામસુંદર અને બેરિસ્ટર વચ્ચે કેટલીક વાત થઇ ગઇ હતી. છેલ્લે તારાનાં પુનર્લગ્ન બેરિસ્ટર સાથે નક્કી થયાં. તારાની તમામ મિલ્કત તારાના નામપર રહેવા દીધી. તારા હવે બેરિસ્ટર સાથે રહેવા લાગી. થોડા દિવસે તેઓ અહીંથી ઘર બદલીને ભુલે-સ્વર પર ગયાં. મહિનો માસ તો ઘરસંસાર ઘણોજ સારી રીતે ચાલ્યો પાછળથી બેરિસ્ટરે ધીમે ધીમે તારાની પાસેની જણસો અને રોકડ ઉપાડવા માંડી આખરે એ ભોળી બાળા પાસે વાલની વીંટીએ ન રહી. પતિપર પ્રેમ રાખનારી ભામાએ ભાઇને આ વાત જણાવી નહિ. આમ વરસેક ચાલ્યું પ્રભુ કૃપાએ તારાએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો

આ બાજુ બેરિસ્ટર કંઇ પણ ધંધો ન કરવાં બહાર ભટકયા

કરે છે. તારાનો તમામ પૈસો અને દાંગીના પાયમાલ કરી નાંખ્યાં. એક દિવસ તારાએ આ સંબંધી પતિને પુછ્યું પણ ઉત્તર ન મળ્યો. બીજી વખત પુછવાની હિમ્મત ધરી ત્યારે પ્રત્યુત્તર ગુસ્સામાં મળ્યો તારા રંગ સમજીને ચૂપ થઇ ગઇ. આખરે થોડે દિવસે સમાચાર મળ્યાં કે બેરિસ્ટરે એક વેશ્યા રાખી છે અને રાત્રિ દિવસ ત્હેને ત્યાંજ પડયા રહે છે. તારાના દુઃખનો પાર રહ્યો નહિ. વાત એટલે સુધી વધી પડી કે, ચાર ચાર પાંચ પાંચ દિવસ સુધી બેરિસ્ટર ઘેર આવના નથી એક રાત્રે અચાનક ઘેર આવી ટ્રંકની તારા પાસેથી કુંચી માગી. તારાએ ના પાડી. વાત વધી છેલ્લે તારાના પર હાથ પડયો. તે એટલે સુધી કે બેહોશ બની ગઇ કાંચળીની કસેથી કુંચી છોડી હાથે ટ્રંક ઉઘાડી રહ્યા સહ્યા ન્હાના મ્હોટા દાગીના લઇ તારાને આજ વખતે ઘરમાંથી ચાલી જવા ફરમાવ્યું.

રાત્રિ અંધારી વરસાદ વરસી રહયો છે એવા ટાઇમમાં તારાને મકાન છોડી જવાનો હુકમ થયો. એકલી અટુલી બાળા બે માસના પુત્ર રત્નને લઈ ચાલી નીકળી કયાં જવું તે સુઝતું નથી. બાઇને ત્યાં તો ભોજાઇ ઉભી રહેવા દે એમ નથી. પિયરમાં સાધન નથી. બે ઘડી રસ્તાપર ઉભી રહી. આખરે યાદ આવ્યું કે પોતાના ખિસ્સામાં ત્રિશ રૂપિયાના નોટ છે તુર્તજ ત્યાંથી રવાના થઈ ગ્રાન્ટરોડ સ્ટેશને આવી.

( ૭ )

સ્ટેશને આવી નડીયાદની ટિકીટ લઇ ગાડીમાં સ્ટાર્ટ થઈ નડીઆદ આવી થોડો ઘણો દિવસ સ્ટેશનપર ગાળ્યો. રાત્રિ પડી એટલે બાળકને આશ્રમની પેટીમાં મુકયો અને ત્હેના સાથે એક ચીઠી મુકી અને ચીઠ્ઠીમાં લખ્યું હતું:—

આ પુત્રનો જન્મ કોઇ છુપા કારણને લીધે થયો નથી. પણ હિન્દુ સમાજમાં અથડાતા 'બહુરૂપી બેરિસ્ટર અથવા તો સુધરેલા શયતાનોની જાળમાં આવેલી એક હિન્દુ વિધવા કે જેણે ત્હેના સાથે પુનર્લગ્ન કર્યા પછી આ બાળકને જન્મ આપ્યો છે. ત્હેનો પિતા પશ્ચિમની કેળવણી પામેલો હિન્દુ તરૂણ છે. અને એ કેળવણી લઇ તેણે ભારતનાં ભોળાં બાળોને ભોળવવાનોજ ધંધો લીધો છે અને તેમાં એક હિન્દુ વિધવા હોમાણી હતી. પણ હવે તે છુટી પડે છે અને પોતાની તેવી વિધવા બહેનોને વિનતી કરે છે કે ઉપરના ભપકા અને ભલાઇપર મોહી ન પડતાં ઉંડો વિચાર કરજો. અને ધ્યાનમાં રાખજો કે ' છે વૈધવ્યે વધુ વિમળતા' એ સૂત્રને પાળજો.

બસ લી૦ **હિન્દુ સમાજમાં વસતા સુધરેલા શયતાનોને ભોગ થયલી બાળા.**

ઉપરોક્ત ચીઠ્ઠી અને બાળકને મુકી બીજી ટ્રેનમાં કાશી તરફ રવાના થઇ.

તારાએ કાશીમાં આવી કાકાને મળી પોતાના પર વિતેલી તમામ વાત કરી. કાકા આ હકિકત સાંભળી ઘણા દુઃખી થયા આખરે જે થયું તે ઠીક. સમજી તારાને તુર્તજ સરોજની વિધવાશ્રમમાં મોકલી દીધી. ( **વાંચો સોળ લાખની સાડી.** )

તારા હવે વિધવાશ્રમમાં સુખેથી રહેવા લાગી. જગત્‌ની તમામ જાળના પર પૂળો મૂકી પરહિતમાં ચિત્તને પરોવી દીધું.

આ બાજુ બેરિસ્ટર મુંબઇમાં રાત્રિદિવસ વેશ્યાઓને ત્યાં પડી રહેવા લાગ્યો. વખતે વખતે મિસરોઝના પાસે જતો અને તે વખતે બહુજ સંભાળીને ચાલતો કારણકે રખેને પોતે ઓળખાઈ આવે. હવે ગમેતેમ કરી મિસરોઝનો ઘાટ ઘડી નાંખવો જોઇએ, કારણકે વખતે જો પાપનો ઘડો ફૂટી ગયો તો બાર વાગી જશે. આમ કેટ-

લાક દીવસો વીચારમાં ગાળ્યા. આખરેઃએક દીવસ પોતે ચોક્કસ વીચારપર આવ્યો કે ગમેતેમ થાય પણ હવે બે ચાર દીવસમાંજ આ બાબતને નીવેડો કરી નાંખવો. એ વધારે ઉત્તમ છે દરરોજ ધાસ્તીમાં રહ્યા કરતાં એક દીવસમાંજ ,,નીકાલ કરી નાંખવો. આ તરફ મીસરોઝ શંકામાં પડી હતી. માનો ન માનો પણ આજ એ વીશ્વાસઘાતી હોવો જોઈએ. આમ ધારી એક દીવસ રાત્રે ત્હેને ખાસ પોતાની મુલાકાતે તેડાવ્યા અને આ બાજુથી પોલીસ ઈન્સ્પેક્ટરની સહાયતા માંગી. રાત્રે બેરીસ્ટર આવ્યો. મીસરોઝે પ્રથમતો ખૂબ ગુલાબી રંગની લાલી બતાવી. આખી બોટલ ખલાસ કરી ભાઇને ખૂબ હવામાં ચડાવ્યા. વીનાશકાળે વીપરીત બુધ્ધી. બેરીસ્ટર નીશામાં ને નીશામાં પોતાનો તમામ કીસ્સો ખુલ્લો કર્યો. બાજૂની રૂમમાં છુપાઇ રહેલા પોલીસના માણસોએ નોંધ કરી લીધી સવાર પડતાં ભાઇને ચતૂર્ભુજ કર્યા. આખરે કોર્ટને બારણે કેશ ચાલ્યો, અને આ બહુરૂપી બેરિસ્ટર અથવા તો સુધરેલા સયતાનને સાત વરસની સજા થઇ. છાપાઓમાં છપાઇ ગામોગામ આ શયતાનની કથા વંચાવવા લાગી. આ બાજૂ અમરેલીમાં પણ સમાચાર ગયા. ગામનાં અને સગાંવ્હાલાં આશ્ચયમાં પડી ગયા. ગંગાને પણ ખબર મળી. હવે તે વિધવા નથી. પોતાનો પતિ હૈયાત છે. માથે બાલ ઉતરાવી નાંખ્યા છે. ચુડીઓ ઉતારી નાંખી હવે શું કરવું ત્હેનો પૂર્ણ ગુંચવાડો થયો.

સરોજની વિધવાશ્રમની મંત્રી મિસરૂસોરા હાલ છ માસ સુધી પોતાને વતન જતી હોવાથી આશ્રમનો ભાર મિસિસ જ્યોત્સના અને તારા કે આશ્રમના સર્વ માણસોને પ્રિય થઇ પડી હતી ત્હેને સોંપવામાં આવ્યો. રૂસોરાની ગેરહાજરીમાં આ બન્ને મહીલાઓએ આશ્રમની વ્યવસ્થા એટલી તો સુંદર રાખી હતી કે જ્યારે તે પાછી આવી ત્યારે આ વાર્ષિક સંમેલનમાં બન્ને બ્હેનોને સુવર્ણ-

પદક આપવાનાં હતાં. વાર્ષિક સંમેલનનો દિવસ આવી પહોંચ્યો. આશ્રમને ધ્વજા–પતાકા અને કદળી–સ્તંભોથી શણગારમાં આવ્યું. સંમેલનને દિવસે હજારો માનવોની ભીડ થઇ. આશ્રમમાં રહેતી બાનુઓની કારીગરીનું એક ખાસ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં આ આશ્રમમાં અપાતી કેળવણીનાં મુક્ત કંઠે વખાણો કરતાં હતાં. એક મ્હોટા ટેબલપર એક કપડાંપર કહાડેલું ભરતકામ હતું. તેનાપર સર્વ માણસોની આંખ ઠરી ગઇ હતી. અન્ય કારીકારીગરી ઉપલેક જોઇને આ મ્હોટા ટેબલ પાસે સૌ ઉભા રહેતા હતા. તે કપડાપર ભરતકામથી ભારતમાં થતાં કજોડાંનું ચિત્ર હતું. ત્યારબાદ વિધવાપર થતા અત્યારચાર, અને પછી એક કસાઇ–પતિ પોતાની પત્નિને વરસતા વરસાદમાં પોતાના એકનાએક બાળક સાથે ઘરની બહાર કહાડી મૂકે છે. પત્નિ એ બાળકને અનાથ આશ્રમની પેટીમાં મૂકે છે. ‘ ઉપર હિન્દુ–સંસાર ’ એવું ભરતથી લખ્યું હતું. નીચે ‘ તારા ’ લખેલું હતું. આ ભરતકામની હજારો હૃદયમાં અસર થઇ. આ ટોળામાંના એક માણસે બારીકીથી આ ભરતકામ જોયું. જોતાના સાથે હૃદય ભરાઇ આવ્યું. એટલુંજ નહિ પણ આંખોમાંથી અવિરલ અશ્રુ ધારા ચાલી નીકળી. ઘડીભર બેસી ગયો. પછી પોતાને સંભાળી લઇ સૌની સાથે ફરવા લાગ્યો. સાંજના ચાર વાગે આશ્રમના મંડપમાં સભા ભરાઇ. બાબુ દિનમણીશંકર, મિસ ફ્લોરા, જ્યોત્સના, ગિરજાનાથ, સુરેશ એને મીસ ફ્લોરાની સાથે બીજી પણ એક ઇંગ્રેજ બાહલા બેઠી હતી. શરૂઆતમાં કેટલીક બાળાઓએ સ્તુતિ કરી અને પછી તારા હારમોનિયમપર આવી. જ્યાં તારા આવી ત્યાં હાજારો લોકોએ તાળીઓના હર્ષનાદથી વધાવી લીધી. કારણ કે આજે સૌએ તારાની ઉત્તમ કારીગરી જોઇ હતી તારાએ હવે ગાવાનું શરૂ કર્યું:—

હતા જે જગતમાં છોટા, થયા છે આજ તે મ્હોટા,
પડ્યા છો વાણીથી ખોટા, કહો આ કાયદો કેવો;
ગણાતો દેવીમય ભારત, બનાવ્યો મીટ્ટીમાં ગારત;
સાધવા નિજનો સ્વાર્થ; કહો આ કાયદો કેવો?
કૃત્યો નીચનાં કરતાં; પ્રભુથી લેશ ના ડરતાં;
છતાં બેફિકરે ફરતા, કહો આ કાયદો કેવો?
બનાવો પુત્રીને મ્હોટી, કરી વૃત્તિ આખરે ખોટી;
ધરી વિક્રયતણી સોટી, કહો આ કાયદો કેવો?
ન જોતા અંધ કે રોગી, ન જોતા બાળ કે ભોગી;
ન જોતાં વૃદ્ધ કે જોગી, કહો આ કાયદો કેવો?
મળી ઠગો તણી ટોળી, લગાડો અત્તરે હોળી;
વિધવાને આપતા ઝોળી કહો આ કાયદો કેવો?
લગ્ન બાળથી કરતા, કજોડાં કોડથી કરતાં;
હૈયડે દાઝ ના ધરતા, કહો આ કાયદો કેવો?
વિધવાઓ તિર્થમાં ફરતી, પાતો ગર્ભના કરતી;
હજારો વિણમોતથી મરતી, કહો આ કાયદો કેવો?
વસે સમાજે શયતાનો કરે જૂલ્મો બહુ છાનો,
બને છે જગત્માં દાનો કહો આ કાયદો કેવો?
ફરો છો ગર્વમાં ફૂલ્યા, ખરી રાહને ભૂલ્યા;
મહાપાપમાં ડૂલ્યા કહો આ કાયદો કેવો?

ઉપરોક્ત ગાન પૂર્ણ કરી તારા પોતાના સ્થાને બેઠી બીજા-ઓએ પણ જે શબ્દો કહેવાના હતા તે કહ્યા. આખરે મિસફ્લો-રાએ તારાને અને જ્યોત્સનાને સુવર્ણપદક આપવાની ક્રિયા કરી. સંમેલન ખલાસ થયું. સૌ વિખરાયા. આખરે માત્ર વિધવાશ્રમની બાઇઓ રહી. જ્યારે સૌ પોતપોતાને ઘેર ગયા ત્યારે માત્ર સભા

આંનો એક શખ્સ ઊંડા વિચાર–સાગરમાં ગોથાં ખાતો બારણાં આગળ ઉભો રહ્યો. આખરે શરીરની તમામ શક્તિ એકઠી કરી. જ્યાં આશ્રમની બાઇઓ અને બહારગામથી આવેલાં ત્હેનાં સગાં-વ્હાલાંઓ ઉભાં હતાં ત્યાં આવ્યો, એટલામાં એ ટોળાંમાંના એક પુરુષે આવી ત્હેની સાથે હાથ મેળવ્યો, હાથ મેળવતાં આ વ્યક્તિનું હૃદય ભરાઇ આવ્યું અને છેલ્લે છાતીફાટ રડી પડ્યો. ઉભેલાં તમામ માણસો ત્હેની આસપાસ વીંટળાઇ વળ્યાં, થોડી ક્ષણમાં આમાંના કેટલાક માણસોએ ત્હેને ઓળખ્યો. તેમાં તારા સૌની આગળ આવીને રડ-નાર વ્યક્તિના પાસે આવીને ઉભી રહી રડનાર વ્યકિત તારાની સ્હામે અધોમુખ વદને બોલી:—

"દેવી આ પાપીને ઓળખો છો?"

તારા:— હા. બન્ધુ! ત્હેમને કેમ ન ઓળખું? ત્હમારા જેવો 'બહુરૂપી બેરિસ્ટર'થી હવે ભાગ્યેજ કોઇક અજાણ્યું હશે મ્હને ક્ષમા કરશો. હું હવે ત્હમારી પત્નિ નથી રહી. મેં આ દેહ વ્હાલી ભારતનાં બાળકને શ્રીચરણે સમર્પણ કર્યો છે. અને વિશ્વ એજ મ્હારૂં કુટુંબ છે, અને વિશ્વમાંએ ત્હમે પણ છો એટલે હવે ત્હમે મારા બન્ધુ છો. અને આ દેહના માટે જો કંઇપણ લાલચ બાકી રહી હોય તો તેને વિસારી દેશો. એટલામાં પાછળથી એક અવાજ આવ્યો દેવી, એ બહુરૂપી બેરિસ્ટર છે એટલુંજ નહિ પણ સુધરેલો 'શયતાન છે.'

આ અવાજ કોણે કર્યો. એ સંબંધી તપાસ કરી તો જણાવ્યું કે કોઇ કાઠીયાવાડની વની આ ણી છે. તુર્તજ ત્હેને આગળ બોલાવી આમ કહેવાનું કારણ પૂછ્યું બાઇને જોતાંજ બેરિસ્ટરનો ચ્હેરો ફેવાઇ ગયો. અને તેપરથી લોહી ઉડી ગયું. એટલુંજ નહિ પણ જો પૃથ્વી માર્ગ આપે તો અંદર સમાઇ જાઉં. વળી જ્યાં દૃષ્ટિ ઉંચી કરી

ત્યાં મિસરોઝ જોવામાં આવી હવે તો બસ થઈ ચૂક્યું. બાઇએ પોતાનો સવિસ્તર હેવાલ કહી સંભળાવ્યો. પ્રિય વાંચક, આ વખતે આ સુધરેલા શયતાનની શી દશા થઇ હશે ત્હેનો તુંજ વિચાર કરી લેજે.

ગતઃ પ્રકરણમાં બેરિસ્ટરને સાત વરસની જે સજા થઇ હતી તે વરસમાંજ રાજાની જન્મગાંઠ આવેલી હોઇ ત્હેનાપર દયા લાવી છોડી મૂકયો હતો. છુટતાં હવે જગતપર ત્હેને કંટાળો આવ્યો હતો. પોતાના બહુરૂપી વેશો અંતઃકરણમાં ડંખતા હતા. દરેક પાપો ત્હેની દૃષ્ટિ સ્હામે ઉભા રહી હૃદયને વિદારી નાંખતાં હતાં. અને હવે જીવનનો અવશેષ ભાગ કોઇ તિર્થ સ્થળમાં અગર દેશ—સેવામાં ગાળવાનો નિશ્ચય કરી કાશીમાં આવ્યો હતો અને આજના સંમેલનનો ભાગ લીધો હતો.

ગંગાને આપણે વિધવા મૂકીને આવ્યા હતા, તેણે છાપાદ્વારા પતિને જીવતો સાંભળ્યો અને સજા થઇ છે તે સમાચાર સાંભળી મુંબઇ આવી હતી. ત્યાં જઇ સાહેબને અરજી કરી હતી આ વરસની ખુશાલીમાં ગમેતેમ કરી મ્હારા પતિને છોડવાની સરકાર કૃપા કરશે. આ બાઇની અરજી અધિકારીના હૃદય પાસે પહોંચી અને છુટકારો અપ્યો. હવે તે કયાં જાય છે તે જોવાને પવિત્ર આર્યમહિલા પાછળજ હતી. તે હવે જાહેર થઇ. આ બાબતની બેરિસ્ટરને જ્યારે ખબર પડી ત્યારે ત્હેનું હૃદય વિશેષ આદ્ર બન્યું. અને તુર્તજ તે પોકારી ધન્ય છે સ્ત્રી—હૃદયને. કે મ્હારા જેવા શયતાનને આજે ખરો સુધાર્યો, તેવામાં મિસરોઝ આગળ આવીને બોલીઃ—" બન્ધુ! હું ત્હમને આજે ક્ષમા આપું છું. ત્હમે લોકો અમારા દેશની કેળવણીને એબ લગાડો છો. ત્હમારા નેતાઓ કહે છે. વિદેશી કેળવણીજ એવીજ છે, અને તે આપણું હિતકર્તા નથી. માટે આપણે પહેલાં માતૃભૂમિની કેળવણી પૂર્ણરીતે લેવાની જરૂર

છે. આ શબ્દો સત્ય છે. ત્હમે અમારી કેળવણીની અને રીતભાતન
માત્ર પોપટીયા નકલ કરો છો. ઇંગ્રેજોની હિંમત, સાહસિકતા અ
વણિક-વિદ્યાને ગ્રહણ કરતા નથી. ત્હેના હૃદયના ઉંડાણમાં પ્રવે
કરતા નથી, પણ અંધઅનુકરણ કરો છો. શું ત્હમે નથી જાણત
જે દેશનો વહિવટ ચલાવવો હોય તે દેશની ભાષા પ્રથમ પૂર્ણરી
જાણવી જોઇએ છતાં ત્હમારા કેળવાયલા લોકો વિદેશી વાનર-ફિ
ગ્રહણ કરે છે. ત્હમે સારી રીતે સમજો છો કે, હમે અહિં સા
સમુદ્ર અને સીધર નદીઓ ઓળંગીને ભારતમાં આવીએ છીએ
પણ અહીં આવીને એ હમારી માતૃ-ભાષા છોડતા નથીઃ અ
ત્હમો ઉલટા રહો છો. અહીં અને ભાષા શિખવા આવો છો ત્યાં
આફાયદો ક્યાંનો. માટે હવે સમજો અને માતૃ-ભૂમિને ચ્હાતાં શીખો
મુંબઇમાં કેશ સંપૂર્ણ થયા પછી ભારતમાં પરિભ્રમણ કરવા નીક
હતી અને તેમાં વિશેષેકરી આ આશ્રમ આજે હિન્દનું ધ્યાન ખેં
રહ્યું હતું તે જોવાને અને આ પવિત્ર મહિલાઓનાં દર્શન કર
આવી હતી. તેમાં ત્હમારો મિલાપ થયો. એટલુંજ નહિ પણ ત્હમા
જેવા સુધરેલા શયતાન અથવા તો બહુરૂપી બેરિસ્ટરનાં ભોપા
જાણવા પામી. એ પણ એક જાતનો લાભ થયો અને મ્હને આ
છે કે હવે ત્હમે સુધરશો. આટલું કહી મિસરોઝ બોલતી બંધ થ

તુર્તજ મિસફ્લોરાએ બેરિસ્ટરનો હાથ પકડી કહ્યું ભાઇ! 
આશ્રમ ભારતનાં પતિતોને ખાસ બોલાવે છે અને ત્હેના મ
આશ્રમના દરવાજા ખુલ્લા છે. બોલો હવે શો વિચાર છે?

"દેવી જેવી આજ્ઞા. બેરિસ્ટરે રડતાં કહ્યું.

ઇચ્છા એજ કે જગતની પાપમયી જંજાળને છોડી બહુર
બેરિસ્ટરને બદલે એકરૂપી બનો અને સુધરેલા શયતાનનાં નામ
છેકો મારી દેવ બનો.

બેરિસ્ટર મિસફ્લોરાની આજ્ઞા માન્ય રાખી.

ॐ શાંતિ.

# બાયકોટ શાનું બાયકોટ.

## એમ કાંય કરોછ.

---

ગૃહસ્થો ! જરા સાંભળો તો ખરા, કે બાયકોટ શાનું ? ફકત બાયકોટમાં એજ કે એમ એમ મણીયારનું બનાવેલું શુદ્ધ અને સાચું આંબળાનું નારંગીનું તેલ તથા સૌદર્યવર્ધક ગુંદીયું કંકુજ વાપરો. તે સિવાય બીજાં બનાવટી તેલોને તાકીદે બંધ કરો.

પણ એમ કાંય ? બાયકોટ શામાટે કરોછ તે સાંભળોઃ—

૧ કેમકે એમ. એમ મણીયારનું તેલ માથાના વાળને વધારી કાળા, ચળકતા અને સુંવાળા બનાવી થાકેલા મગજને થંડક આપે છે વળી ઘણીજ મીઠી અને મધુરી ખુશબો મહેકાવે છે.

૨ કેટલાક વેપારીઓ સ્પીરીટ અને બીજા હલકા પદાર્થોથી તેલો ઉપજાવી કાઢી માલ લેનારા બીચારા ગ્રાહકોના માથાના વાળને સફેદ બનાવે છે ને તેમના મગજનું સત્યાનાશ વાળે છે માટે તમે એવા તેલોનો બાયકોટ કરો.

૩ શું તમને સારાં અને સસ્તા તેલો નથી મળી શકતાં ? કે તમો શીશીઓના ઉપરના મોટા મોટા બપકા જોઇ મોહી પડો છો ને તમો તમારા વધારે પૈસા ખરાબ કરીને પોતાના નાજુક મગજને ખરાબ ખસ્ત કરી નાખો છો અને તમો તમારી નાની વયમાંજ આંખમાં ચશ્મા લાવો છો તે બધું તમે સહેજજ સમજી શકો છો કે તે આવાં બનાવટી તેલોનો જ પ્રતાપ છે.

૪ માટે હવેથી એટલું તો યાદજ રાખજો કે તેવાં તેલો આજથીજ તમો તરતજ તજી દેજો. ત્યાગ કરજો. અરે જરૂરા જરૂ અને ખસુસા ખસુસ બાયકોટ કરજો અને સ્વદેશી માલને ઉત્તેજન આપજો તમો તમારા પોતાના મનથીજ ઇન્સાફ આપજો કે બીજા બનાવટી તેલોને આજથીજ સલામ છે. અને પબ્લિકમાં આવેલ મેસર્સ એમ. એમ. મણીયારના તેલોનું કામ કમાલ ( થાય છે માટે આજથીજ તેજ તેલ વાપરો અને ખરા ખોટાનો ઇન્સાફ આપો

ગ્રહસ્થો તથા બાનુઓ મનીયારની વિનંતીને વીસરી ન જશો અને સ્વદેશી માલ વાપરવાનો કાયદો રાખજો. તેમાં અમોને અને તમોને જરૂર ફાયદોજ છે.

અમારી લાંબા વખતની ચાલતી દુકાનની મુલાકાત અમદાવાદનાં સરવે શોખીન ભાઇઓ અને બ્હેનોએ લીધી છે તે પ્રમાણે આજે હમો આપને વિનંતી કરીએ છીએ કે હમારી દુકાનની મુલાકાતમાં તમોને બે લાભ છે. એક તો ઉત્તમ માલ છે, બીજું વાજબી ભાવ છે.

અમારી દુકાનમાં દરેક જાતની બંગડીઓ, બચ્ચાંનાં ફેન્સી રમકડાં ગુજરાતમાં એકીઅવાજે વખણાયલું સુગંધિદાર આંબળાનું તેલ અને ગુંદીયા કંકુએ તો કંઇ અજબ મોહની લગાડી તેમજ હમોએ હાલમાં શરૂ કરેલી નવી બેટાનો લાભ પણ ન ચુકશો.

હમારી આંબળાના તેલની મોટી એક બાટલી લેનારને ચાલુ ભેટ " બહુરૂપી બેરિસ્ટર " યાને " સુધરેલો શયતાન " આપવામાં આવશે.

તા. ક. હવે પછી ત્રીજા પુષ્પમાં " વેચાયલો વર " યાને " ગુલામીનું ઘર " આપવામાં આવશે.

**માલેકઃ—એમ. એમ. મણિયાર.**

**ટંકશાળ ચોકી—અમદાવાદ.**